## આપણા દેશના મહાન સ્ત્રીપુરૂષોની

સચિત્ર

# ઐતિહાસિક વાતો




લેખિકા
[illegible]

કિંમત ૪ આના

મિથિલા નગરીમાં સીતાજીનો સ્વયંવર છે. તેમાં શ્રીરામે ધનુષ્ય ચઢાવ્યું, એટલે સીતાજી વરમાળ પહેરાવે છે. ( પાનું ૮

મુંબઈ ઈલાકાના સરકારી કેળવણીખાતા તરફથી પ્રાથમિક શાળાની

લાયબ્રેરી અને ઈનામ માટે મંજુર

# આપણા દેશના મહાન સ્ત્રીપુરુષોની

સચિત્ર

# ઐતિહાસિક વાતો


લેખિકા

**દિવાળીબાઈ ઝીણાભાઈ રાઠોડ**

મુ. શિ. મ્યુ. ગુલાબબાઈ સેન્ટ્રલ ગ. કન્યાશાળા, મુંબઈ, ૨.

"રસ્તાના અકસ્માતથી કેમ બચવું ?" તથા "રસ્તાથી થતા અકસ્માતો અટકાવવાની સાવચેતી" નાં કર્તા.


નિવેદન

**શ્રી આત્મારામ નાનાભાઈ ખાનસાહેબ**

બી. એ., એસ. ટી. સી.

આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, મુંબઈ.

[ નવમી આવૃત્તિ ]


પ્રકાશક

**કેશવ ભિકાજી ઢવળે,**

શ્રીસમર્થ-સદન, બનામ હૉલ લેન, ગિરગામ, મુંબઈ.

૧૯૪૦

# નિવેદન

મુંબઈની પ્રાથમિક શાળા માટે મ્યુનિસિપલ સ્કૂલ્સ કમિટિએ નવો અભ્યાસક્રમ તૈયાર કર્યો છે. તે અનુસાર ધોરણ બીજા તથા ત્રીજામાં હિન્દી ઐતિહાસિક પુરુષોની વાતો તથા ગુજરાત અને મહારાષ્ટ્રના ઇતિહાસને લગતી વાતો શીખવવા નક્કી કર્યું છે. આ ધોરણમાં શીખતાં નાનાં બાળકો સારૂ, યોગ્ય પુસ્તક આ વિષય માટે નથી. તેની ખોટ "આપણા દેશના મહાન સ્ત્રીપુરૂષોની ઐતિહાસિક વાતો" નામનું નાનકડું પુસ્તક ગં. સ્વ. દિવાળીબ્હેન ઝીણાભાઈ રાઠોડે તૈયાર કરી પૂરી પાડી છે. પુસ્તકની રચના અભ્યાસક્રમ લક્ષમાં રાખી કરવામાં આવી છે, તથા વાતો બાળકોને આનંદ પડે તેવી રસિક બનાવવા પ્રયાસ કરવામાં આવ્યો છે.

લેખિકા બ્હેને બાળકો સમક્ષ કઈ વસ્તુ, કેવા રૂપમાં, કેવી રીતે મૂકવી, તેના લાંબા સમયના અનુભવનો લાભ આ પુસ્તકમાં વાતોની રચનામાં આપ્યો છે. અને તેથી પુસ્તક શિક્ષકો તથા શિષ્યોને જરૂર ઉપયોગી થઈ પડશે.

આ વાતની વધુ માહિતી માટે જરૂરી ચિત્રો મૂકવામાં આવ્યાં છે, જેથી પુસ્તક વધુ આકર્ષક તથા ઉપયોગી નીવડશે.

મુંબઈ. } આત્મારામ નાનાભાઈ ખાનસાહેબ,
તા. ૨૬–૯–૧૯૩૨. } આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, મુંબઈ.

# આભાર

**નવમી આવૃત્તિમાં** આ પુસ્તક ટૂંક સમયમાં આ વર્ષે પ્રવેશે છે, તે પ્રભુની કૃપા છે! મુખ્યત્વે કરીને આ પુસ્તક બાળકો માટે લખાયું છે. બાળસ્વભાવ અને બાળકોની જિજ્ઞાસા સમજીને, પ્રયત્નો કરવામાં આવ્યા છે, તે આટલા ટૂંક સમયમાં આટલી મોટી સંખ્યામાં પુસ્તકોનો બાળકોએ ઉપયોગ કર્યો છે તેથી સફળ થયો છે તે જાણી સૌ કોઈને હર્ષ થશે!

ઇતિહાસના વિષયને બાળ ભાષામાં વાર્તા સ્વરુપે રજુ કરવાની આવશ્યકતા **આથી** સૌ સમજશે! બાળકોએ સપ્રેમ આ પુસ્તકને પોતાનું કર્યું છે, તે માટે પ્રથમ ઉપકાર બાળકોનો માનું છું.

આ પુસ્તક બાળકો માટે ઉપયોગી બનાવવાની કાળજી માટે **શ્રીયુત હિમ્મતલાલ ગણેશજી અંજારિયાનો,** મુંબઈના આ૦ ડે૦ એ૦ ઈ૦ સાહેબ **શ્રીયુત આત્મારામ નાનાભાઈ ખાનસાહેબનો, શ્રીયુત રામમોહનરાય જશવંતરાય દેસાઈનો,** તથા હંમેશનો સહકાર આપનાર **મુંબઈ અને તેનાં પરાંઓ ઉપરાંત, કલકત્તા અને રંગુનના સર્વે** ભાઈબ્હેનોનો, તેમજ આ પુસ્તકની કિમ્મત આંકનાર. મુંબઈ મ્યુ. સ્કૂલ્સ કમિટિની ગુજરાતી કન્યાશાળાનાં મે૦ લેડી સુપ્રી૦ સાહેબા, **શ્રીમતી શિરીનબાઈ ધ. દાલાલનો** અંતઃકરણ પૂર્વક હું આભાર માનું છું.

જયેષ્ઠ વદ ૮
વિ. સં. ૧૯૯૬.

દિવાળીબાઈ ઝીણાભાઈ રાઠોડ

# પહેલી આવૃત્તિના બે બોલ

આ નાનકડા પુસ્તકનાં નામ અને તેમાં જણાવેલી બીનાના સંબંધમાં ઉલ્લેખ કરવો યોગ્ય ધાર્યો છે.

ઇતિહાસને માટે એમ મનાતું આવ્યું છે, કે જેમાં રાજાઓની. વંશાવળી, તેમની ખુનખાર લડાઇઓની કે રાજ્યની ઉથલપાથલની વાતો આવે તેજ ઇતિહાસ કહેવાય.

પણ ઇતિહાસને માટે એ માન્યતા સંકુચિત છે. આપણા દેશની પ્રાચીન અર્વાચીન સ્ત્રીપુરુષોની એવી અનેક મહાન વ્યક્તિઓ છે, કે જેમાંની કેટલીક રણાંગણમાં અને કેટલીક તો રણમેદાનમાં ઘુમ્યા વગર તથા લડાયક હથિઆરો વાપર્યા વગર દેશમાં પરિવર્તન કરી, શાન્તિ સ્થાપવામાં અને પ્રજાને સુખી બનાવવામાં, પોતાનો તરફનો ઘણો ફાળો આપ્યો છે.

વળી કાળક્રમે રાજસત્તાની સાથે પ્રજાતત્વ ભળવા માંડ્યું. તેથી પ્રજા રાજકાજમાં ભાગ લેવા લાગી. આથી રાજા અને પ્રજાનો હેવાલ ઇતિહાસ ગણાવા લાગ્યો.

*　　*　　*　　*

આ રીતે જે જે રાજાઓએ, જે જે સ્ત્રીપુરુષોએ અને જે જે સાધુ-સંતોએ દેસની શાન્તિ માટે અને લોકોના કલ્યાણને માટે પ્રયત્ન કર્યા હોય, "તે સઘળાઓ મહાન ગણાય, તેમજ દેશનો ઇતિહાસ ઘડનાર કહેવાય." તેથી આ પુસ્તકનું નામ **આપણા દેશના મહાન સ્ત્રી પુરૂષોની ઐતિહાસિક વાતો રાખ્યું છે. અને આપણા દેશનું સ્વરૂપ નાનાં બાળકોની દૃષ્ટિ સન્મુખ રહે તેટલા ખાતરજ મુખપૃષ્ઠ ઉપર આપણા દેશને મૂકયો છે.**

અનંત ચતુર્દશી
વિ. સં. ૧૯૮૭.　　**દિવાળીબાઇ ઝીણાભાઇ રાઠોડ**

# અનુક્રમણિકા



હિન્દની વડી ધારાસભાના

પહેલા હિન્દી પ્રમુખ,

## દેશભક્ત સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ.

જન્મ-સન ૧૮૭૧. સ્વર્ગવાસ-સન ૧૯૩૩

( પાનું ૯૫ )

આપણા દેશનાં મહાન સ્ત્રીપુરુષોની

સચિત્ર

# ઐતિહાસિક વાતો

## પહેલો ખંડ

### બીજા ધોરણની વાતો

## ૧ શ્રીરામ

આપણા દેશની ઉત્તરે અયોધ્યા નામે શહેરમાં, હજારો વર્ષ પહેલાં દશરથ નામે રાજા રાજ કરતા હતા. તેમને ત્રણ રાણીઓ હતી. તેમાં કૌશલ્યા નામની રાણીના પુત્ર શ્રીરામ હતા. આ રામજી નાના હતા ત્યારે તેમણે ચંદ્રમા માગ્યો હતો, એ વાત તો તમે જાણો છો.



શ્રીરામ લક્ષ્મણ જાનકી,
જય બોલો હનુમાનકી.

શ્રીરામને બે ઓરમાન માતા હતી. એક સુમિત્રા અને બીજી કૈકેયી. તેમાં સુમિત્રાને લક્ષ્મણ અને શત્રુઘ્ન

તથા કૈકેયીને ભરત નામે પુત્ર હતો. તેથી શ્રીરામના લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન ઓરમાન ભાઈ થતા હતા.

વિશ્વામિત્ર નામે એક ઋષિ હતા. તેમણે યજ્ઞ કરવા માંડયો. પણ રાક્ષસો કંઈ કંઈ તોફાન કરીને યજ્ઞ પૂરો કરવા દેજ નહિ. તેથી વિશ્વામિત્ર અયોધ્યાથી શ્રીરામલક્ષ્મણને તેડી લાવ્યા. આ વખતે તેઓ બાળક હતા, તો પણ ઘણા રાક્ષસોને મારી નાખ્યા અને ઋષિનો યજ્ઞ પૂરો કરાવ્યો.

પછી ઋષિ શ્રીરામલક્ષ્મણને મિથિલા નગરીમાં તેડી ગયા. ત્યાં જનક નામે રાજા હતા. તેમને જાનકી અથવા સીતાજી નામની કુંવરી હતાં. તે કુંવરીનો સ્વયંવર હતો. ત્યાં મંડપમાં એક ધનુષ મૂકયું હતું. અને એવી શરત હતી કે "જે રાજા એ ધનુષ ચઢાવે તે સીતાજીને પરણે." સ્વયંવરમાં આવેલા રાજામાંથી કોઈ પણ રાજા ધનુષ ચઢાવી શકયા નહિ. પછી વિશ્વામિત્રના કહેવાથી શ્રીરામે ધનુષ ચઢાવ્યું, તેથી સીતાજી શ્રીરામ સાથે પરણ્યાં.

દશરથ રાજા ઘરડા થયા હતા. તેથી શ્રીરામને ગાદીએ બેસાડી, પોતે પ્રભુ ભજન કરવાનું નક્કી કર્યું. તે પ્રમાણે બીજેજ દિવસે સવારમાં શ્રીરામને ગાદીએ બેસાડવાના હતા. પણ આ વાત રાણી કૈકયીની દાસી મંથરાને ગમી નહિ. તેણે શ્રીરામને બદલે ભરતને ગાદીએ બેસાડવા માટે કૈકેયીને સમજાવી. તેથી તેજ રાતે રાણી કૈકયીએ દશરથ રાજા સાથે અબોલા લીધા અને એક વખતે દશરથ રાજાએ વરદાન આપ્યાં હતાં, તે આજે પાળવા

કહ્યું. રાણી બોલ્યાં કે **“શ્રીરામને ચૌદ વરસ વનવાસ આપો અને મારા પુત્ર ભરતને ગાદીએ બેસાડો.”**

શ્રીરામને વનવાસ આપવાની વાત સાંભળીનેજ રાજા તો બેભાન થઈ ગયા ! ભાન આવ્યા પછી એ હઠ છોડી દેવાને રાણીને બહુ સમજાવ્યાં. એ સિવાય બીજું જે જોઇએ તે આપવા કહ્યું, પણ તેણે એ વાત છોડીજ નહિ !

બીજી સવારે એ વાત શ્રીરામે જાણી. પિતાજીનું વચન પાળવા માટે રાજગાદી અને સઘળું સુખ તજીને વનમાં ગયા. તેમની સાથે લક્ષ્મણ અને સીતાજી પણ ગયાં. આ બનાવથી બધાં માણસોને બહુ દુ:ખ થયું ! સઘળી રૈયત રોતી કકળતી શ્રીરામને પાછા વાળવા તેમની પાછળ પાછળ ગઈ. પણ શ્રીરામ પાછા આવ્યાજ નહિ. આ જાણી દશરથ રાજાને એટલું બધું દુ:ખ થયું કે તેઓ એ દુ:ખમાં મરી ગયા !

આ વખતે ભરત તો તેના મામાને ઘેર હતા. તેમને તેડાવ્યા. ભરતે આવી પોતાની માતા કૈકેયીને બહુ ઠપકો દીધો, અને પોતે ગાદીએ બેસવાની ના પાડી. તથા અયોધ્યાની બહાર એક ઝુંપડી બાંધી તેમાં રહી, શ્રીરામ પાછા આવતા સુધી ચૌદ વરસ-તપ કર્યું !

શ્રીરામ અયોધ્યાથી ઘણે દૂર દક્ષિણ દિશામાં આવેલા વનમાં ગયા. આ વનમાં ઘણા રાક્ષસો રહેતા હતા અને તેઓ ઋષિઓને તથા આજુબાજુના શહેરની રૈયતની બહુ દુ:ખ

દેતા હતા, તે બધા રાક્ષસોને માર્યા અને નાશક–પંચવટીમાં ઝુંપડી બાંધી રહ્યા.

આ વખતે લંકામાં રાવણ નામનો બહુ બળવાન રાજા હતો. તે જાતનો બ્રાહ્મણ હતો. પણ પોતાના બળના અભિમાનથી બધા માણસોને બહુ દુઃખ દેતો હતો, તેથી તે રાક્ષસ કહેવાતો. બધા રાક્ષસોનો તે ઉપરી હતો. આ રાવણની મરજી સીતાજીને ઉપાડી જવાની થઈ. તેથી તેણે એક રાક્ષસને સોનાનો કપટી મૃગ બનાવી શ્રીરામની ઝુંપડી પાસે મોકલ્યો. આ સોનાના મૃગને પકડી લાવવાની સીતાજીએ હઠ લીધી. તેને પકડવા શ્રીરામ ગયા. પાછળથી લક્ષ્મણ



**રાવણ વેશ બદલીને સીતાજીને ઉપાડી જાય છે.**

 

પણ ગયા. આ વખતે રાવણ વેશ બદલીને પંચવટીમાં આવ્યો ને સીતાજીને ઉપાડી ગયો. આથી સીતાજી બહુ દુઃખી થયાં.

મૃગને મારીને શ્રીરામ અને લક્ષ્મણ ઝુંપડીએ આવ્યા, પણ ઝુંપડીમાં સીતાજી નહોતાં. આમ સીતાજી ખોવાયાથી શ્રીરામલક્ષ્મણ શોધવા નીકળ્યા. રસ્તામાં શબરીને ત્યાં ગયા. પછી જટાયુ પક્ષી અને સુગ્રીવ નામના વાનરથી સીતાજી વિષે કેટલીક ખબર મળી.

તે વખતે નાગ, રીંછ અને વાનર નામે મનુષ્ય જેવી જાતિ હતી. તેઓ અનાર્ય કહેવાતા. વાનરોનો રાજા સુગ્રીવ હતો. સુગ્રીવ શ્રીરામલક્ષ્મણને પોતાને ત્યાં રાખ્યા, અને પોતાના સેનાપતિ હનુમાનજીને સીતાજીની શોધ કરવા મોકલ્યા.

શોધ કરતા કરતા હનુમાનજી તો ઠેઠ લંકા સુધી ગયાં. ત્યાં અશોક નામની સુંદર વાડી હતી, તેમાંથી સીતાજીને શોધી કાઢ્યાં. હનુમાનજી તેમને મળ્યા, અને શ્રીરામ તરફથી આવ્યો છું એમ કહ્યું. વાતચીત કરી હનુમાનજી પાછા શ્રીરામ પાસે આવ્યા અને સઘળી ખબર જણાવી.

આ ખબર જાણી સૌ રાજી થયા. અને શ્રીરામલક્ષ્મણે સુગ્રીવનું મોટું વાનરસૈન્ય લઇને લંકા ઉપર ચઢાઈ કરી. લંકામાં જવા માટે સમુદ્ર ઉપર પૂલ બાંધ્યો હતો, તે આજે "રામનો સેતુ" કહેવાય છે.

લંકામાં જઈ સીતાજીને પાછા આપી દેવા માટે રાવણને કહેવડાવ્યું, પણ રાવણે ના પાડી એટલે લડાઈ થઈ. તેમાં ઘણા

રાક્ષસો અને રાવણ પણ મરાયો. પછી હનુમાનજી સીતાજીને અશોક વાડીમાંથી લઈ આવ્યા. સૌ મળ્યાં અને રાજી થયાં !

પછી શ્રીરામે લંકાનું રાજ રાવણના ભાઈ વિભિષણને આપ્યું. વનવાસનાં ચૌદ વરસ પૂરાં થવા આવ્યાં, તેથી "પુષ્પક" નામના વિમાનમાં બેસી સૌ અયોધ્યા આવ્યાં. શ્રીરામની સાથે હનુમાનજી, સુગ્રીવ અને વિભિષણ પણ આવ્યા હતા. આથી અયોધ્યામાં આનંદ આનંદ થઇ રહ્યો અને શ્રીરામને ગાદીએ બેસાડ્યા.

શ્રીરામની કથા તો બહુ મોટી છે. તે રામાયણ નામના મોટા પુસ્તકમાં લખેલી છે. આ પુસ્તક ઘણુંજ સારૂં છે. માટે બધાંએ રોજ ઘેર વાંચવું જોઇએ.

શ્રીરામનો જન્મ ચૈત્ર શુદ ૯ ને દિવસે થયો હતો. તે દિવસને આપણે "રામનવમી" કહીએ છીએ.

લંકામાંથી સીતાજીને શોધી લાવવામાં, હનુમાનજીએ ઘણીજ મહેનત કરી હતી. તેમજ લક્ષ્મણજીએ પણ પોતાના ભાઈ શ્રીરામની બરોબર વનવાસનાં દુઃખો સહન કર્યાં હતાં, તેથીજ કહેવાય છે, કેઃ—

**શ્રીરામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી.**

શ્રીરામ રઘુવંશના હતા તેથી રઘુપતિ કહેવાય છે. રાજા થયા પછી તેમણે રૈયતને ઘણું સુખ આપ્યું હતું, તેથી તેમની રૈયત સઘળી વાતે સુખી હતી. વળી તેમણે ગરીબોને અને હલકી જાતના ગણાતા લોકોને ઘણી મદદ કરી હતી, તેથી તે

પતિત પાવન કહેવાય છે. અત્યારે પણ લોકો તેમને ભગવાન કહીને પૂજે છે, અને **રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ** ગાઇને તેમના નામની અને ગુણની ધુન લગાવે છે.

## ૨ શ્રીકૃષ્ણ

શ્રીકૃષ્ણના પિતાનું નામ વસુદેવ હતું. તેઓ જાદવવંશના ક્ષત્રિય હતા. શ્રીકૃષ્ણની માતાનું નામ દેવકીજી હતું. મથુરાનો રાજા કંસ, શ્રીકૃષ્ણનો મામો થતો હતો. કંસ રાજા ઘણોજ જુલમી હતો, તેથી તે તથા તેના કહેવા પ્રમાણે જુલમ કરનારા માણસો રાક્ષસો કહેવાતા હતા. કંસ પોતાની પ્રજાને દુઃખ દેતો હતો. તેણે પોતાના પિતાને, વસુદેવને તથા દેવકીજીને કેદખાનામાં નાખ્યાં હતાં. વળી દેવકીજીને જે બાળકો થતાં તેને પણ મારી



ગોપાલ, શ્રીકૃષ્ણ ભગવાન.

નાખતો હતો. તેથી જ્યારે શ્રીકૃષ્ણનો જન્મ થયો, ત્યારે વસુદેવ તેમને છાનામાના ગોકુળ લઈ ગયા, અને નંદરાયને ઘેર મૂકી આવ્યા. આથી શ્રીકૃષ્ણ બચી ગયા. નંદરાયનાં વહુ જશોદાજીએ તેમને મોટા કર્યા.

શ્રીકૃષ્ણને પણ મારી નાખવા માટે કંસે ઘણી ખટપટ કરી હતી. ઘણા રાક્ષસોને ગોકુળમાં મોકલ્યા હતા. પણ તે સર્વેને નાનકડા શ્રીકૃષ્ણે મારી નાખ્યા હતા. અને મથુરામાં કંસ રાજાની સભામાં જઈ રાજા કંસને પણ મારી નાખી, તેની પ્રજાને દુઃખમાંથી બચાવી હતી. તથા કંસના પિતાને, વસુદેવને અને દેવકીજીને કેદમાંથી છોડાવ્યાં હતાં.

શ્રીકૃષ્ણે બાળપણથી તે આખરસુધી લોકોના ભલા માટેજ કામો કર્યાં હતાં. આપણા દેશના ઘણા રિવાજોમાં સુધારો કરીને જાણે નવુંજ હિન્દુસ્થાન બનાવ્યું હતું.

તેઓ સર્વેને સરખા ગણતા હતા. બાળપણમાં ગોપ અને ગોપીઓ સાથે રમતા, વાંસળી વગાડતા, તેમની સાથે ડુંગરો અને જંગલોમાં ગાયો ચરાવા જતા અને તેમને દુઃખમાંથી બચાવતા. એક વખતે એટલો બધો વરસાદ આવ્યો હતો કે સઘળે પાણી પાણી થઇ રહ્યું હતું. જાણે આખું ગામ પાણીમાં તણાઈ જશે એવું લાગતું હતું. તે વખતે શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત ઉંચકી, તેની તળે બધાંને રાખી સંભાળ્યાં હતાં.

દરેકના તરફ તેમને દયા હતી: પોતે દૂધ પીએ અને ગોવાળોને પણ દૂધ મળે, તેથી પોતાના નાના નાના મિત્રોને

લઈ ગોપીઓના ઘરમાં પેસી જતા અને દૂધ, દહીં, માખણ બધાને ખવડાવી રાજી કરતા.

વૃંદાવનમાં જમના નદીના એક ધરામાં ઝેરી કાળીનાગ રહેતો હતો, તેથી તે પાણી ઝેરી બની ગયું હતું. શ્રીકૃષ્ણે જમના નદીમાં પડીને તેને પકડ્યો, અને બાંધીને બીજે ઠેકાણે મૂકી દીધો હતો. ત્યાર પછી ત્યાંનું પાણી લોકોના કામમાં આવે છે.

શ્રીકૃષ્ણ લડાઈ કર્યા વગર સલાહસંપથી કામ કરવાવાળા હતા. પાંડવ અને કૌરવોને રાજ માટે તકરાર ચાલતી હતી. તેમના કુટુંબમાં કજીઆ ના થાય, તેટલા માટે દુર્યોધનને સમજાવવા માટે પોતે ગયા હતા. પણ દુર્યોધને કહ્યું માન્યું નહિ તેથી મહાભારતની લડાઈ થઈ તેમાં આપણા દેશના લાખો માણસોનો નાશ થયો, સારા અને બળીઆ રાજાઓ પણ મરાયા, છેવટે દુર્યોધન હાર્યો, મરાયો અને પાંડવો જીત્યા.

શ્રીકૃષ્ણ ઘણા બુદ્ધિવાળા હતા. દરેક જણ તેમની મદદ માગતું. જ્યારે મહાભારતની લડાઈ થઈ, ત્યારે અર્જુન અને દુર્યોધન બેઉ મદદ માગવા ગયા હતા. દુર્યોધનને તેમની પાસેથી મોટું લશ્કર મદદમાં લીધું હતું, અને અર્જુને એમને પોતાની સાથે રહેવા કહ્યું હતું. આ લડાઈમાં શ્રીકૃષ્ણે અર્જુનનો રથ હાંકવાનું અને સલાહ આપવાનું કામ કર્યું હતું, પણ હથીયાર પકડ્યાં નહોતાં.

શ્રીકૃષ્ણ ઘણા જ્ઞાની હતા. કૌરવો સામે અર્જુન રણમેદાનમાં લડવાને આવ્યો. પણ વડીલો, ગુરુઓ અને

સગાવહાલાંઓને દેખીને અર્જુને લડવાની ના પાડી. તે વખતે ખરો ધર્મ કયો કહેવાય તેની સમજણ અર્જુનને શ્રીકૃષ્ણે પાડી. આ સમજણ લખેલા પુસ્તકને "ગીતાજી" કહે છે.

શ્રીકૃષ્ણમાં સમતાના હતી. તેઓ ઉંચનીચનો ભેદ રાખતા નહોતા. પોતે જામ્બુવતી નામની રીંછની કન્યા સાથે પરણ્યા હતા અને બાણાસુર નામના રાક્ષસ રાજાની કુંવરી ઓખાબાઈ સાથે પોતાના પૌત્રને પરણાવ્યો હતો.

શ્રીકૃષ્ણ પૈસાને ધન ગણતા નહોતા, પણ હિન્દુસ્થાનનું સાચું ધન ગાયોને માનતા હતા. ગાયોથી દૂધ, દહીં, છાસ, માખણ, અને ઘી મળે, તે ખાવાથી શરીર મજબુત બને, ગાયોનુ છાણ ખેતરમાં ખાતર નાખવાના ઉપયોગમાં આવે, તેથી અનાજ ઘણું પાકે; અને બળદ હોય તે ખેતીમાં જમીન ખેડવાને કામ લાગે. આથી જો ગાયરૂપી ધન હોય તો પછી બીજા ધનની જરૂર ના પડે.

એમણે પોતાની આખી જિંદગી સુધી આપણા દેશની સેવાનાંજ કામો કર્યાં હતાં. તેથી આજે પણ તેમને હિન્દુઓ ભજે છે. ગોકુળ, મથુરા, વૃંદાવન અને દ્વારકામાં એ હતા; તેથી તે જાત્રાનાં સ્થળો ગણાય છે, અને તે ગામોમાં લોકો જાત્રાએ જાય છે. શ્રાવણ વદ ૮ ને રોજ એમનો જન્મદિવસ આવે છે, તેને "જન્માષ્ટમી" કહે છે. તે દિવસે હિન્દુઓ ઉપવાસ કરે છે અને તહેવાર પાળે છે.

# ૩ ગૌત્તમ બુદ્ધ




મહાત્મા ગૌત્તમ બુદ્ધ, પોતાની સ્ત્રી અને પુત્રને ઉંઘતાં
મૂકી જંગલમાં ચાલ્યા જાય છે !

આપણા દેશની પૂર્વ દિશામાં બિહાર પ્રાંત છે. તેમાં પટણા શહેર છે. તેનું નામ પહેલાં પાટલીપુત્ર હતું. તે શહેરના રાજાના પુત્રનું નામ સિદ્ધાર્થ હતું. આ પુત્રને ગરીબો ઉપર બહુ હેત હતું. કોઈ પણ દુઃખી પ્રાણીને જોઇને તેમને બહુ દયા આવતી. તે વખતે આપણા દેશમાં મોટા મોટા યજ્ઞ થતા હતા. તે યજ્ઞોમાં ઘણાં પશુઓને હોમવામાં આવતાં હતાં. આ જોઈને રાજપુત્રનું મન બહુ દુઃખાતું હતું !

એક દિવસ આ રાજકુંવર શહેરમાં ફરવા ગયા. રસ્તામાં એક ઘરડો માણસ, એક માંદો માણસ અને એક મુડદું જોયું. આથી રાજકુમારને થયું, કે અરે ! હું પણ આવો ઘરડો થઈશ ! મને પણ મંદવાડ આવશે ! અને હું પણ આમ મરી જઈશ ! એવા વિચારથી તેમના મનમાં દુઃખનો વધારો થયો. તેમને લાગ્યું કે એક વખત મારે પણ મરી જવું પડશે. માટે મરી જવા પહેલાં દુનિયાનાં પ્રાણીઓ સુખી થાય એવો ઉપાય શોધી કાઢવો જોઈએ; આ વિચારથી તે એક રાતે પોતાની સ્ત્રી અને પુત્રને સુતાં મૂકી, રાજ છોડી જંગલમાં જતા રહ્યા. ત્યાં તેમણે શાસ્ત્રની ઘણી ચોપડીઓ વાંચી, બહુ જપતપ કર્યાં અને ઉપવાસો કરીને શરીર સુકવી નાખ્યું. એમ છ વરસ સુધી કર્યું.

જપ તપ કરવાથી પણ જ્ઞાન થયું નહિ. છેવટે કંટાળી એક પીપળાના ઝાડ નીચે તે વિચાર કરતા બેઠા ત્યારે જ્ઞાન થયું, કે સૌને જ્ઞાન આપી સુખી કરવા જોઈએ. પછી ગામેગામ ફરી તે બધાં માણસોને સમજાવવા લાગ્યા, કે "કોઈએ

પશુની હિંસા કરવી નહિ. માબાપ અને મોટાઓનું કહ્યું કરવું. તેમને માન આપવું. સગાંવહાલાં પર પ્રેમ રાખવો. બીજાનું ખરાબ બોલવું નહિ. સાચું બોલવું. ચોરી કરવી નહિ."

ઘણાં માણસોએ તેમનું કહ્યું માન્યું. તેથી સૌ સુખી થયાં, એટલે બધા લોકો તેમને ભગવાન કહીને તેમની પૂજા કરવા લાગ્યા. તથા તેમને ગૌતમ બુદ્ધ (ખરેખરા જ્ઞાની) કહેવા લાગ્યા. તેથી આજે પણ તેઓ ગૌતમ બુદ્ધના નામે ઓળખાય છે. તેમના ધર્મનું નામ "બૌદ્ધ" ધર્મ કહેવાય છે.

આ પ્રમાણે રાજપુત્ર સિદ્ધાર્થે, લોકોના કલ્યાણને માટે રાજપાટ છોડ્યું, સ્ત્રી પુત્રને છોડી જંગલમાં જઈ જ્ઞાન મેળવીને લોકોને જ્ઞાન સમજાવ્યું, તેથી તેઓ ભગવાન કહેવાય છે. અને આખી દુનિઆ તેમને હજી યાદ કરે છે.

# ૪ પૃથુરાજ ચૌહાણ

આગળના વખતમાં અનંગપાળ નામનો એક રાજા દિલ્હીમાં રાજ કરતો હતો. તેને બે કુંવરીઓ હતી. મોટી કુંવરીને કનોજના રાજા સાથે પરણાવી હતી અને નાની કુંવરીને અજમેરના રાજા સાથે પરણાવી હતી. મોટી કુંવરીનો પુત્ર તે જયચંદ રાઠોડ અને નાની કુંવરીનો પુત્ર તે પૃથુરાજ ચોહાણ. એ બંનેમાં પૃથુરાજ ચૌહાણ ઘણોજ બળીઓ અને

બહાદુર હતો. અનંગપાળને પુત્ર નહોતો, તેથી અનંગપાળે પોતાનું દિલ્હીનું રાજ પૃથુરાજ ચૌહાણને આપ્યું. જયચંદને રાજ ન મળ્યું તેથી જયચંદ પૃથુરાજની અદેખાઈ કરવા લાગ્યો, અને પોતે પૃથુરાજ કરતાં મોટા છે એવું બતાવવા માટે એક યજ્ઞ કર્યો.



પૃથુરાજ ચૌહાણ

આ યજ્ઞમાં ઘણા રાજાઓને બોલાવ્યા. બધાને એકેક કામ આપવાનું પહેલાંથી નક્કી કર્યું હતું. તેમાં પૃથુરાજને દરવાજા પાસે ઉભા રહેવાનું કામ સોંપ્યું. પૃથુરાજે તે જાણ્યું એટલે તેણે યજ્ઞમાં આવવાની ના કહેવડાવી. પણ પોતે છુપીરીતે વેશ બદલીને ત્યાં ગયો હતો. પૃથુરાજ ના આવ્યો એટલે જયચંદે તેનું સોનાનું પુતળું ઘડાવી દરવાજામાં મૂક્યું.

જયચંદને સંયુકતા નામની એક કુંવરી હતી. સંયુકતાનો સ્વયંવર પણ આ વખતેજ હતો. સંયુકતા ઘણી રૂપવાન અને ગુણવાન હતી. તેને અને પૃથુરાજને હેત હતું. તેથી સંયુકતાએ દરવાજા પાસે જઈ પૃથુરાજના પુતળાને વરમાળ આરોપી.

પૃથુરાજ છાની રીતે ત્યાં આવેલોજ હતો, તેણે સંયુકતાને ઉંચકી લીધી અને ઘોડા ઉપર બેસાડી નાસી ગયો. તેની પાછળ જયચંદ ઘણા માણસો સાથે દોડયો, પણ પૃથુરાજ પકડાયોજ નહિ. આથી જયચંદના મનમાં ઘણુ વેર વધ્યું !

આ વખતે હિન્દની બાજુના એક દેશમાં શહાબુદ્દિન ઘોરી નામનો મુસલમાન રાજા રાજ કરતો હતો. તેણે બે વખત પૃથુરાજ ઉપર ચઢાઈ કરી હતી. પહેલી વખત તો પૃથુરાજે બીજા રાજાઓની સાથે સંપ કરીને શહાબુદ્દિનને હરાવી કાઢી મૂકયો હતો. **પણ જયચંદ અને પૃથુરાજને કુસંપ થએલો જાણી, તથા જયચંદના બોલાવવાથી તે બીજી વાર ચઢી આવ્યો.**

આ વખતે પૃથુરાજ સંયુકતા સાથે પરણ્યા પછી મોજ-મઝામાં પડી ગયો હતો, તેથી રાજકાજમાં ધ્યાન આપતો નહોતો. વળી કુસંપને લીધે બીજા રાજાઓએ પૃથુરાજને મદદ પણ કરી નહિ. પૃથુરાજ ઘણી બહાદુરીથી લડયો પણ હાર્યો અને દિલ્હીનું રાજ મુસલમાનોના હાથમાં ગયું !

# ૫ મહારાણા પ્રતાપસિંહ

આપણા દેશમાં એક બહાદુર રજપુત રાજા હતા. તેનું નામ પ્રતાપસિંહ હતું. તેમના વખતમાં દિલ્હીનો અકબર

બાદશાહ મોટો રાજા ગણાતો હતો. તેણે ઘણા રજપુત રાજાઓને તાબે કર્યા હતા. તેમાંના કેટલાકે પોતાની કન્યા અકબર સાથે પરણાવી હતી. પણ પ્રતાપરાણાએ અકબર બાદશાહને તાબે નહિ થવાની અને પોતાની કુંવરી તેને નહિ પરણાવવાની પ્રતિજ્ઞા લીધી હતી. આથી અકબર બાદશાહે તેમના ઉપર ચઢાઈ કરી હતી. આ લડાઈમાં પ્રતાપરાણા હાર્યા અને ડુંગરોમાં નાસી ગયા. તેમની રાણી અને છોકરાંઓ તથા કેટલાક સરદારો પણ તેમની સાથે ગયા. બાદશાહના માણસો તેમને હેરાન કરવા માટે જંગલમાં પણ પાછળ પડેલાજ રહેતા, છતાં તેઓ હિમ્મત ના હાર્યા. પોતાની રાણી અને બાળકો સાથે જંગલે જંગલ અને ડુંગરે ડુંગર, ભૂખ્યા અને તરસ્યા તેમણે ભટકયા કર્યું.



ટેકીલા મહારાણા પ્રતાપસિંહ.

આ દુઃખમાં તેમની કુંવરી મરી ગઈ, પૈસા ખુટી ગયા, અને સાથેના સરદારો પણ વારંવારની લડાઈમાં ખુટવા લાગ્યા. તેથી અકબરની સાથે લડીને રાજ પાછું મેળવવાની આશા

પ્રતાપરાણાને રહી નહિ. ત્યારે તેમણે બીજા દેશમાં ચાલ્યા જવાનો વિચાર કર્યો.

આ વાતની ખબર ભામાશાહ નામના તેમના જુના કારભારીને પડી. તે પ્રતાપરાણા પાસે આવ્યો, નમન કર્યું અને પુષ્કળ ધન પ્રતાપરાણાના પગ આગળ મૂક્યું. પછી હાથ જોડી કહ્યું કે "મહારાણાજી! દેશ તજીને ક્યાંય જશો નહિ, આ ધન તે આપનુંજ છે તે આપ લો, તેનાથી લશ્કર ઉભું કરો અને અકબર સાથે લડાઈ કરો." પ્રતાપરાણાએ પોતાના દેશભક્ત કારભારીનું કહ્યું માન્યું, અને એ મદદથી અકબર બાદશાહ પાસેથી ચિતોડગઢ સિવાય પોતાનું રાજ પાછું મેળવ્યું.

મહારાણા પ્રતાપસિંહ બહાદુર હતા, ટેકીલા હતા અને શુરવીર હતા. તેમને દેશભક્ત ભામાશાહ કારભારીએ મદદ કરી, તે વડે તેમણે પોતાનો દેશ પાછો મેળવ્યો.

# ૬ છત્રપતિ શિવાજી મહારાજ

મહારાષ્ટ્રમાં શાહજી ભોંસલે નામના એક ક્ષત્રિય હતા. તેમને ત્યાં શિવાજી મહારાજનો જન્મ થયો હતો. તેમનાં માતાનું નામ જીજાબાઈ હતું. આ બાઈ ઘણાંજ ટેકીલાં હતાં.

જીજાબાઈ અને ગુરુ દાદાજી કોંડદેની મહેનતથી શિવાજી મહારાજ નાનપણથીજ શરીરે બળવાન થયા હતા. તેઓ ઘણું

ભણ્યા નહોતા. પણ તેમને હથિયાર વાપરતાં તથા ઘોડે બેસતાં શીખવ્યું હતું. તથા રામાયણ અને મહાભારતની કથાઓ સંભળાવીને ભારે પરાક્રમી બનાવ્યા હતા.



શિવાજી મહારાજના પિતા શાહજી ભોંસલે.

એમના વખતમાં દક્ષિણમાં મુસલમાની રાજ હતું. તેમજ હિન્દના ઘણા ભાગોમાં મોગલ બાદશાહની સત્તા હતી. શિવાજીના પિતા શાહજી ભોંસલે દક્ષિણમાં બીજાપુરના મુસલમાન રાજાને ત્યાં સરદાર હતા. શિવાજી મહારાજને પોતાના પિતાની પેઠે નોકર થવાની ઈચ્છા નહોતી. તેમને તો સ્વતંત્ર હિન્દુ રાજ્ય સ્થાપવાનું મન હતું. મુસલમાન રાજાઓ અને બાદશાહો હિન્દુઓને વટલાવી મુસલમાન બનાવતા હતા. મુસલમાની રાજમાં હિન્દુ કરતાં મુસલમાનોને વધારે સુખસગવડ મળતી હતી. આથી શિવાજી મહારાજે વિચાર્યું, કે જો મારૂં રાજ્ય થાય તો હિન્દુઓ મુસલમાન થતા બચે અને હિન્દુમુસલમાન બેઉને સરખું સુખ મળે. આવા ઉંચા વિચારને લીધે તેમણે મોટા થયા પછી મહારાષ્ટ્રમાં મરાઠાઓનું સ્વતંત્ર

રાજ સ્થાપ્યું. તેથી તેઓ "છત્રપતિ શિવાજી મહારાજ" કહેવાયા હતા.

નાનપણથી શિવાજી મહારાજ પહાડી મુલકમાં ઉછર્યાં હતા. તેઓ આખો દિવસ લડાઈની રમત રમતા હતા. તીર-કામઠે રમતા, ભાલા મારતા, તરવાર અને પટા ફેરવતા તથા ઘોડે બેસતા અને એ કામમાં એમનાં માતા બહુ મદદ કરતાં હતાં. તેમણે પોતાની વયના પહાડી છોકરાઓ ભેગા કરી તેમને લશ્કરી તાલીમ આપી હતી. ઓગણીસ વરસની ઉમ્મરથી તેઓએ કિલ્લાઓ જીતવા માંડ્યા હતા.



ગૌબ્રાહ્મણ પ્રતિપાળ છત્રપતિ
શિવાજી મહારાજ.

તેઓ ગૌબ્રાહ્મણનું રક્ષણ કરતા હતા. એક વાર બીજાપુરમાં ગામ વચ્ચે એક કસાઈ ગાયને કાપવાની તૈયારી કરતો હતો. તે જોઇને શિવાજી મહારાજને ઘણો ગુસ્સો ચઢ્યો હતો, અને તે પરથી ત્યાંના સુલતાનને સમજાવીને કતલખાનું ગામની બહાર કઢાવ્યું હતું.

શિવાજી મહારાજ સ્ત્રીઓનું રક્ષણ કરનારા હતા. એક વાર એમના સરદારે લડાઈમાંથી એક મુસલમાન સ્ત્રીને પકડી

આણી હતી. તે જોઇને શિવાજી મહારાજને ઘણું દુઃખ થયું હતું. અને ઘણા માન સાથે તે બાઇને તેના પતિ પાસે મોકલાવી આપી હતી.

શિવાજી મહારાજે ઘણાં સ્થળો જીત્યાં હતાં. તેમ ઘણાં ગામોમાંથી ઘણું ધન મેળવ્યું હતું. એમના વખતમાં સુરત શહેર જે સોનાની મુરત કહેવાતું હતું. એ નગર તેમણે બે વખત લુંટી તેમાંથી પુષ્કળ ધન મેળવ્યું હતું.

શિવાજી મહારાજ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી સંકટો દૂર કરતા હતા. એક વાર દિલ્હીના બાદશાહે દગાથી તેમને કેદ કર્યા હતા. તે વખતે તેઓ ગભરાઈ જઈ હિમ્મત હારી ગયા નહોતા. પણ ચતુરાઈથી કેદખાનામાંથી મિઠાઈના ટોપલામાં બેસીને નાસી ગયા હતા.



શિવાજી મહારાજના ગુરુ
રામદાસ સ્વામી.

શિવાજી મહારાજ દાન દેવામાં ઉદાર હતા. તેઓ ગાદીએ બેઠા ત્યારે પોતાની "તુલા" સોનાથી કરાવી હતી. અને એટલું બધુંએ સોનું તેમણે ગરીબોને આપી દીધું હતું.

શિવાજી મહારાજ દેવીભકત હતા. શિવાજી મહારાજના ગુરુ રામદાસ સ્વામી હતા. રામદાસ સ્વામી પર શિવાજી મહારાજનો ઘણો ભાવ હતો. તે તેમના ઉપદેશ પ્રમાણે ચાલતા હતા. પોતાનું રાજ તેમણે રામદાસ સ્વામીને અર્પણ કર્યું હતું. પણ રામદાસ સ્વામીએ શિવાજી મહારાજનેજ રાજકાજ પાછું સોંપ્યું હતું. શિવાજી મહારાજે પોતાનો "રાજ્યધ્વજ ભગવા રંગ"નો રાખ્યો હતો.

શિવાજી મહારાજ પોતાની રૈયતના સુખને માટે ઘણી કાળજી રાખતા હતા. રાજકારભાર કરવા માટે તેમણે આઠ પ્રધાન નીમ્યા હતા. અને તેમને જુદાં જુદાં કામો સોંપ્યાં હતાં.

શિવાજી મહારાજ શૂરવીર હતા. ગાયોને બચાવનાર હતા. હિન્દુધર્મનું રક્ષણ કરનાર હતા. પણ કોઈ દિવસ મુસલમાન ધર્મની નિન્દા કરી નહોતી. તેમણે હિન્દુ રાજ સ્થાપવાને અને હિન્દુ જાતિનું રક્ષણ કરવાને એવાં એવાં પરાક્રમ કર્યાં હતાં, કે તેથી આખા જગતના ઇતિહાસમાં એમનું નામ અમર થઈ ગયું છે !

# ૭ મહારાણી વિકટોરીયા

મહારાણી વિકટોરીયા સ્વ. શહેનશાહ પાંચમા જ્યોર્જનાં દાદીમા હતાં. તેમના કાકા ઇંગ્લાંડના રાજા હતા. એ રાજાને કંઈ બાળક નહોતું, તેથી વિકટોરીયાની માતાને એમ લાગતું

હતું, કે ભવિષ્યમાં એ ગાદી વિકટોરીયાને મળશે. પણ આ વાત જાણવાથી કુંવરી અભિમાની થઈ જાય એમ ધારીને એ વાત વિકટોરીયાને જણાવી નહોતી. પણ એ સારામાં સારાં રાણી થાય, એવી હોંશથી એમનાં માતુશ્રીએ હોશિયાર શિક્ષિકાઓ પાસે તેમને શિક્ષણ અપાવ્યું હતું. અને એક નામાંકિત ચિત્રકાર પાસે ચિત્રકળાનું શિક્ષણ પણ અપાવ્યું હતું.



મહારાણી વિકટોરીયા.

રાજકન્યા વિકટોરીયા બાળપણથીજ ચકોર અને મીઠાબોલાં હતાં અને એવાં તીવ્ર બુદ્ધિવાળાં હતાં કે ૧૧ વરસ જેટલી નાની ઉમ્મરમાં ગ્રીક, લેટીન, ઇંગ્લીશ અને ઈટાલીયન ભાષાનું સારૂં જ્ઞાન તેમણે મેળવ્યું હતું.

આ શિક્ષણ અપાવ્યા પછી એમને ઈંગ્લાંડના રાજાઓની વંશાવળી વંચાવવા માંડી અને તેમને તેમની માતાએ જણાવ્યું, કે ઈશ્વરઈચ્છા હશે તો ભવિષ્યમાં તમે ઈંગ્લાંડનાં રાણી થશો!

રાજકુંવરી બોલ્યાં, કે બા! 'રાણી થવાનું પદ મોટું છે તે કરતાં તેની જવાબદારી ઘણી મોટી છે.' આ વાત જાણ્યા પછી તેઓ હરેક કાર્યમાં બહુજ ધ્યાન રાખવા લાગ્યાં હતાં.

કેટલાંક વર્ષો પછી તેમના કાકા મરણ પામ્યા ને ત્યાંના કાયદા પ્રમાણે કુંવરી વિકટોરીયા ઈંગ્લાંડનાં રાણી થયાં. આ

વખતે તેમની ઉમ્મર માત્ર ૧૮ કે ૧૯ વરસની હતી. પણ એમની રીતભાત અને ડહાપણ બાળપણથીજ મોટા માણસ જેવાં હતાં. વળી ઉંચા પ્રકારનાં શિક્ષણ અને માતાની દેખરેખને લીધે તેમનો સ્વભાવ શાંત, સહનશીલ અને લાંબો વિચાર કરે એવો થયો હતો. તેથી ઇંગ્લાંડ, આયર્લાંડ અને હિન્દુસ્થાનની પ્રજાને તેઓ વહાલાં થઈ પડ્યાં હતાં !

એમનામાં દયા ઘણી હતી. એક વખતે એક સિપાઇને કોઈ વાંકને માટે ફાંસીની સજા થઈ. એ વાત જાણી રાણીનું હૈયું ભરાઈ આવ્યું. તેમનાથી મારી નાખવાનો હુકમ આપી શકાયો નહિ. એ સિપાઈના વાંકને બદલે સારા ગુણો શોધીને સિપાઇને છોડી મૂક્યો હતો !

સન ૧૮૫૮ માં આપણા દેશનાં તેઓ મહારાણી કહેવાયાં. તે વખતે એમણે વચન આપ્યાં હતાં, કેઃ—"હિન્દી પ્રજાને, અંગ્રેજ પ્રજાની સાથેજ સઘળી વાતે રાજી રાખીશ." આ લખાણને "મહારાણીનો ઢંઢેરો" કહે છે.

પોતે મહારાણી હતાં, તોએ પોતાના ધણીનો હુકમ માનતાં હતાં. પોતાનાં બાળકોને કેળવતાં અને જાતે સંભાળ રાખતાં. તેમને નવ બાળકો થયાં. ચાર કુંવરો હતા અને પાંચ કુંવરીઓ થઈ હતી. સૌથી મોટા કુંવર તે સાતમા એડવર્ડ, અને હાલના મહારાજા છઠ્ઠા જ્યોર્જ તે તેમના પ્રપૌત્ર છે.

મહારાણી ૮૧ વરસ જીવ્યા હતાં અને તેમણે ૬૩ વરસ રાજ્ય ભોગવ્યું હતું.

એમને આપણો દેશ જોવાની ઘણી હોંશ હતી. પણ જોયા વગરજ તા. ૨૨–૧–૧૯૦૧ ને દિવસે તેઓ સ્વર્ગવાસી થયાં.

# ૮ આપણા દાદા દાદાભાઈ

**નામે દાદા, કામે દાદા, ભારત દાદા દાદાભાઈ**
**નાના મોટા સૌના દાદા, નામ અમર રહો દાદાભાઈ.**

( લાલજી કલ્યાણજી ત્રિવેદી. )

દાદાભાઇનો જન્મ નવસારીમાં થયો હતો. તેઓ જાતે પારસી હતા. તેમના બાપનું નામ નવરોજી હતું. દાદાભાઈ ચાર વરસના થયા, એવામાં એમના પિતા ગુજરી ગયા. તેથી તેમની માતાએ એમને ઉછેર્યા અને ભણાવ્યા હતા. એમનું કુટુંબ પૈસેટકે ગરીબ હતું તો પણ દુઃખ વેઠીને, ઘણી કાળજી રાખી તેમની માતાએ દાદાભાઇને ખૂબ ભણાવ્યા હતા.


દેશભક્ત દાદાભાઈ નવરોજી.

દાદાભાઈ મોટા થયા એટલે ધંધે વળગ્યા અને વિલાયત ગયા. ત્યાંના લોકો સુખી હતા, તે જોઈ હિન્દના લોકો એવા સુખી કેમ થાય તેનો

તેઓ વિચાર કરવા લાગ્યા. તેમને જણાયું કે જો આપણા દેશના બધા માણસો ભણેલા હોય તોજ સુખી થાય. આથી એક પણ બાળક ભણ્યા વગરનું ન રહે, તે માટે મફત ભણાવવાની નિશાળોની સગવડ કરવા સરકારને જણાવ્યું.

આ વખતે લોકો પોતાની છોકરીઓને ભણાવતા નહિ. પણ છોકરીઓને ભણાવ્યા સિવાય લોકો સુખી થઈ શકશે નહિ એમ લાગવાથી, છોકરીઓ માટે પણ કન્યાશાળાઓ ખોલાવી. તેથી આજે બધી કોમની કન્યાઓ અને સ્ત્રીઓ ભણવા લાગી છે.

દાદાભાઇને નાતજાતનો ભેદ ગમતો નહોતો. તેઓ કહેતા કે હિન્દુ, મુસલમાન, શીખ, પારસી અને ખ્રિસ્તી વગેરે આપણે સૌ એક હિન્દમાતાનાજ પુત્રો હોવાથી ભાઇઓ છીએ. તેથી સૌએ પોતાને "હિન્દી" ગણવા જોઇએ. પોતે પોતાને પારસી કહેવાને બદલે "હિન્દી" કહેતા હતા.

પ્રજાને શું શું દુઃખો છે અને તે સરકાર કેવી રીતે દૂર કરી શકે, તેમજ પ્રજા પોતાનાં દુઃખો સરકાર પાસે કેવી રીતે દૂર કરાવી શકે તે સમજાવવા માટે પોતાના મિત્રોની મદદથી સન ૧૮૮૫ માં હિન્દી પ્રજાની એક મહાસભા ઉભી કરી. એ મહાસભા તેજ "કોંગ્રેસ" છે. દર વરસે એ કોંગ્રેસની સભા થતી અને એ સભા પ્રજાને શું દુઃખ છે તે સરકારને જણાવતી. પણ તેમ કરવાથી પ્રજાનાં દુઃખો મટ્યાં નહિ. ત્યારે આપણા દેશના લોકોને "સ્વરાજ્ય" લેવા દાદાભાઇએ સમજાવ્યા.

દાદાભાઇને પૈસા કમાવા કરતાં દેશની સેવા કરીને, ગરીબોનાં દુઃખો દૂર થાય એવાં કામો કરવાની ઘણીજ હોંશ હતી. આપણા દેશના લોકોની ગરીબાઈ સમજાવવા માટે તેઓ ઘણે ભાગે લંડનમાંજ રહેતા હતા. લંડનની રાજ્યસભા (પાર્લામેન્ટ) માં સભાસદ થયા હતા, અને ત્યાંના લોકોને હિન્દીઓનાં દુઃખો સમજાવ્યાં હતાં. તેમને આ બધાં કામો કરવામાં ઘણાં દુઃખો અને ઘણી હાડમારી ભોગવવી પડી હતી. દેશની આવી સેવા તેમની પહેલાં કોઈ હિન્દીએ કરી નહોતી, તેથીજ તેઓ આખા હિન્દના " દાદા " કહેવાયા છે.

તેઓ એવા વિદ્વાન હતા, કે સૌ તેમની સલાહ લેવા આવતા અને વાઈસરૉય લૉર્ડ હારડીંજ જેવા સરકારના મોટા અમલદારો પણ દાદાભાઇને ઘેર જતા હતા.

ઘરડા થયા પછી મુંબઈમાં અંધેરી પાસે વેસાવામાં રહેતા હતા. રોજ સાંજે ગાડીમાં બેસી ફરવા નીકળતા હતા. દાદાભાઇની ગાડી આવે કે રસ્તામાં છોકરાંઓ તેમને વીંટી વળતાં હતાં. દાદાભાઈ સૌ છોકરાંઓની સાથે હસતા, વાતચીત કરતા અને મઝા કરાવતા. તેઓ બહુજ ઘરડા થયા હતા, અને બાણું વરસ જીવ્યા હતા.

# ૯ લોકમાન્ય બાળ ગંગાધર તિલક

તિલક મહારાજ મહારાષ્ટ્રના બ્રાહ્મણ હતા. તેમનો જન્મ રત્નાગીરીમાં થયો હતો. આપણા દેશમાં જેમ ગાંધી-

જીની જય બોલાય છે, તેમ તિલક મહારાજની જય પણ બધે બોલાતી હતી.



લોકમાન્ય બાળ ગંગાધર તિલક

તેમનું નામ કેશવ હતું. એમના પિતાનું નામ ગંગાધર હતું. અને તેમની અટક તિલક હતી. નાનપણમાં તેમને સૌ કેશવને બદલે " બાળ " કહીને બોલાવતા હતા, તેથી તેમનું નામ " બાળ ગંગાધર તિલક " પડી ગયું હતું.

તિલક મહારાજનો જન્મ થયો, ત્યારે એમના પિતા પાંચ રૂપીયાના પગારથી એક મરાઠી નિશાળમાં શિક્ષકનો ધંધો કરતા હતા. તે પછી ધીમે ધીમે મોટી પદવીએ પહોંચ્યા હતા. પણ ગંગાધરે પોતાના પુત્ર તિલકને ભણાવવા માટે જાતેજ ઘણી કાળજી રાખી હતી.

તિલક મહારાજ ત્રણ વરસના થયા ત્યારથીજ એમના પિતા દરરોજ ધર્મના શ્લોકો શીખવતા અને આંક ભણાવતા. એમ એક કે દોઢ વરસમાં તો તિલક મહારાજ એટલું બધું ભણી ગયા હતા, કે ચાર વરસની નાની ઉમ્મરે કલાક દોઢ કલાક સુધી સંસ્કૃત શ્લોકો મોઢે બોલી શકતા. આવા શિક્ષણને લીધે એમનો સંસ્કૃત પર ભાવ વધ્યો અને તેથી મોટી ઉમ્મરે તિલક મહારાજ, ઉત્તમ પુસ્તકો લખી આપણને પોતાના જ્ઞાનનો વારસો આપી શકયા હતા.

તેઓ ગણિતમાં ઘણા હોશિયાર હતા. શાળામાં દાખલ થયા, ત્યારે તેમના શિક્ષકે માનેલું કે આ ક, ખ, શિખનારો છોકરો હશે, પણ તે વખતે તિલક મહારાજના હિસાબ એટલા બધા પાકા હતા, કે શિક્ષક હજી તો બોલીને સમજાવતા હોય, તેટલામાંજ પોતે મોંઢેથીજ ગણીને જવાબ દઈ દેતા. મરાઠીનો અભ્યાસ પૂરો કર્યો ત્યાં સુધી એમણે કોઈ દિવસ પણ પાટીમાં, પાટિઆ ઉપર કે કાગળમાં હિસાબ ગણ્યા નહોતા.

તેઓ શરીરે નબળા હતા. તેથી બધા તેમની મશ્કરી કરતા. આ પરથી ભણવાનું ઓછું કરી, તેમણે કસરત કરવા માંડી. રોજ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરતા, બેઠક કરતા, તરવા જતા, હલેસાં મારી હોડી ચલાવતા અને ખૂબ ચાલતા. એવી કસરત કરીને શરીર એવું મજબુત બનાવ્યું કે પહેલાં એક રોટલી ખાતા તે પણ પચતી નહોતી, તેને બદલે પછી

બારથી પંદર રોટલી તો થોડીવારમાં ખાઈ જતા અને તે તેમને પચી જતી હતી.

સોળ વરસની ઉમ્મરમાંજ માતાપિતા મરણ પામવાથી ઘરનો સઘળો ભાર તિલક મહારાજને માથે પડયો હતો. છતાં પણ તેઓ ખૂબ ભણ્યા, અને કાયદાનો અભ્યાસ કરીને વકીલ બન્યા હતા.

જો તેમણે વકીલાતનો ધંધો કર્યો હોત, તો તેમાં ખૂબ કમાયા હોત. અને પોતાની હોશિયારીથી આગળ જતાં જડજ પણ બની શકત. પણ તેમણે તો પોતાના દેશની સેવા કરવાનો વિચાર કર્યો હતો, તેથી લોકોને કેળવવા માટે શિક્ષકનો ધંધો લીધો હતો. અને પગાર પણ નામનો, માત્ર વીસ રૂપીઆજ લેતા હતા.

દેશસેવાના કામમાં તેમને ઘણાં દુઃખ પડ્યાં હતાં. છવીસ વર્ષની ઉમ્મરથી તે મરતાં સુધી તેમને શાન્તિથી બેસવાનો વખત મળ્યો નહતો. તેઓએ દેશને માટે જેલનાં દુઃખો ભોગવ્યાં હતાં. આપણા દેશની આવી ભારે સેવા કરી હતી, તેથીજ લોકો તેમને "તિલક મહારાજ" અથવા "લોકમાન્ય" નાં માનવાળાં નામથી બોલાવતા તથા "તિલક મહારાજકી જય" "લોકમાન્યકી જય" એમ પોકાર કરતા હતા.

તિલક મહારાજ દેશી પોશાક પહેરતા હતા. ધોતીયું, અંગરખું, માથે દક્ષિણી પાઘડી, પગમાં દક્ષિણી જોડા પહેરતા,

અને ખભે ખેશ રાખતા હતા. અને એ સઘળું દેશી કાપડનું બનાવેલું વાપરતા હતા.

જેલમાં રહીને તેમણે પુસ્તકો લખ્યાં હતાં. તેમાંના એક પુસ્તકને આપણે " તિલકની ગીતા " કહીએ છીએ.

એમણે મહારાષ્ટ્રની પ્રજામાં રાષ્ટ્રધર્મની લાગણી ઉતારવા માટે, તથા દેશના મહાન પુરુષોની યાદ તાજી રાખવા માટે, છત્રપતિ શિવાજી મહારાજની જયંતિ ઉજવવાનો રિવાજ દાખલ કરાવ્યો હતો. તથા શ્રીગણપતિના ઉત્સવોમાં સરઘસો કાઢવાની રીત પણ તેમણેજ શરૂ કરાવી હતી, અને એ રીતે તેમાં મલખમ પર ચઢવું, કુસ્તી લડવી, લાઠી ફેરવવી, મંજીરાથી અને લેઝીમથી ભજન કરતા કરતા એક સરખાં પગલાંથી વ્યવસ્થિત રીતે ચાલવું, તરવારના દાવ ખેલવા વગેરેની કસરતો કરવાનું શરૂ થવાથી, મહારાષ્ટ્રીઓના શરીરનું જોર વધે અને કસરત કરતાં આવડે એવું ઉત્તેજન આપ્યું હતું.

તેઓ આપણા દેશના મોટા નાયક હતા. એમનો સ્વર્ગવાસ સન ૧૯૨૦ ની સાલમાં મુંબઈમાં થયો હતો. એમના સ્વર્ગવાસથી લોકોને ઘણુંજ દુઃખ થયું હતું. આખું મુંબઈ શહેર તેમની સ્મશાનયાત્રાએ ગયું હતું. બહારગામથી પણ ઘણા લોકો આવ્યા હતા. ચોપાટી ઉપર એમનો અગ્નિસંસ્કાર કર્યો હતો. એમની ચિતા સુખડનાં લાકડાની બનાવી હતી. ચોપાટી પર ત્યાં હાલ તેમનું પુતળું મૂકયું છે.

# ૧૦ મહાત્મા ગાંધીજી

ગાંધીજીને કોણ ના ઓળખે ? તેમનું નામ છે મોહનદાસ એમના પિતાનું નામ કરમચંદ અને માતાનું નામ પુતળીબાઈ. એમનું ગામ કાઠિઆવાડનું પોરબંદર.



સાબરમતીના સંત મહાત્મા ગાંધીજી.

બાળપણમાં ગાંધીજી ખૂબ ભણ્યા. પછી વિલાયત ભણવા જવાનું થયું. એમનાં બા તો બહુ ધાર્મિક હતાં. તેમણે ના પાડી, કે ના ના ત્યાં જાય તો મારો મોહન વટલી જાય! બહુજ સમજાવ્યાં ત્યારે ત્રણ કબુલાત લઇને રજા આપી.

ગાંધીજીએ કહ્યું, " બા, તમારા ચરણમાં પડીને પ્રતિજ્ઞા લઉં છે, કે હું દારૂ પીશ નહિ, માંસ ખાઈશ નહિ અને પારકી સ્ત્રીને મા બેન ગણીશ." એ પ્રમાણે રજા લઈ વિલાયત ગયા અને બેરીસ્ટર થયા.

બેરીસ્ટર થયા પછી કોઈ ખોટા કજીઆ લાવે તો તેઓ કામ કરતા નહિ. થોડા વરસ પછી એક મેમણ ગૃહસ્થે

પોતાના કામને માટે ગાંધીજીને આફ્રિકા બોલાવ્યા. ત્યાં ગયાથી જાણ્યું કે પરદેશમાં હિન્દીઓનું માન નથી, કશી સગવડ નથી, કોઈ જાતના હક્ક નથી, અંત્યજો જેવી ભુંડી હાલત છે !

આ જાણ્યા પછી આજ સુધી તેમણે આપણા રીતરિવાજમાં અને આપણા ધર્મની સમજણમાં ઘણો સુધારો કર્યો. રાજદરબારી બાબતમાં હિન્દીઓને જાણીતા કર્યા. એ માટે જેલો પણ ભોગવી. બાળપણથીજ એમને સત્ય ઉપર ઘણો પ્રેમ છે. હરિશ્ચંદ્ર અને પ્રહ્લાદની વાતો એમને ઘણીજ વહાલી છે.

ગાંધીજીએ અમદાવાદ પાસે સાબરમતીમાં એક આશ્રમ ખોલ્યો હતો, તેથી તેઓ "સાબરમતીના સંત" કહેવાય છે. એ આશ્રમમાં હિન્દના કેટલાક પુરુષો, સ્ત્રીઓ અને બાળકો રહેતાં, અને હરિજનને પણ દાખલ કરેતા.

તેઓ જ્ઞાતે મોઢ વાણીઆ છે. પણ પોતાને ખેડુત કહે છે. ધંધો પૂછે તો ખેતી અને વણકરનો કહે છે. ધર્મે વૈષ્ણવ છે. "ગીતા અને રામાયણ" તો એમને ઘણાંજ વહાલાં છે તે માંહેલાં ઉપદેશ પ્રમાણેજ વર્તવા મથે છે. "વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણેરે" અને "રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ" એ ભજનો તો હંમેશ ગાય છે.

જો કે તેઓ મન્દિરમાં દર્શન કરવા જતા નથી. તેમ મૂર્તિ પૂજતા નથી. પણ દરરોજ મળસ્કે ચાર વાગે અને સાંજના સાત વાગે, ગમે ત્યાં હોય તો પણ ચોકસ વખતે પ્રાર્થના કરે છે એવા શ્રદ્ધાળુ ને ધાર્મિક છે. તેઓ સાચું મન્દિર

હિન્દુસ્થાનને ગણે છે. ગામે ગામ ફરે છે. લોકોને ઉપદેશ આપે છે. તેઓ ચોકખાઈ, વ્યવસ્થા અને વખતસર કામ માટે બહુ કાળજી ધરાવે છે હિન્દના ગરીબોને "દરિદ્રનારાયણ" કહે છે અને એ ગરીબોનાં દુ:ખ ઓછાં કરવા માટે તેઓ જે કામ કરે છે, તેનેજ **પ્રભુની સેવા** કર્યા બરોબર ગણે છે.

આપણા દેશની ગરીબાઈ રેંટીયાથી મટશે એમ તેઓ માને છે. તેથી બધાને ખાદી પહેરવાનું અને સુતર કાંતવાનું કહે છે, અને એટલા માટેજ ત્રિરંગી વાવટા ઉપર રેંટીયાનું ચિત્ર રાખ્યું છે. તેઓ પોતે દરરોજ ઓછામાં ઓછું ૧૬૦ વાર સુતર કાંતે છે. રૂની પૂણી પોતેજ પીંજીને બનાવી લે છે. આખો દિવસ વખતપત્રક પ્રમાણે કામ કરે છે. દર સોમવારે બીલકુલ બોલતા નથી. (મૌન પાળે છે.) જરૂર પડે તો લખીને વાત કરે છે. તે દિવસે ખૂબ લખવાનું કામ કરે છે. લખવા માટે ટેબલખુરસી રાખતા નથી, પણ ઘુંટણ ઉપર કાગળ મૂકીને લખે છે. લોકોને પોતાના હાથે કામ કરવાની ટેવ પાડવા કહે છે. અને હવેથી તો નિશાળોના અભ્યાસક્રમમાંજ કામ કરવાનું શિક્ષણજ દાખલ કરાવનાર છે.

ગાંધીજી ઘરડા થયા છે તો પણ ઉતાવળા ચાલે છે. બેસે છે ત્યારે ટટાર બેસે છે. સાદું અને થોડું જમે છે. દૂધ બકરીનું પીએ છે. સાધનો બહુજ થોડાં વાપરે છે. જાણે કોઈ સાધુ હોય તેમ બહુજ થોડામાં થોડી વસ્તુથી ચલાવી લે છે. ગાંધીજીને બાળકો તો બહુજ વહાલાં છે. હંમેશાં તેમનું મોંઢું હસતું હોય છે. વાતો કરે છે ત્યારે ખડખડાટ હસે છે. ગાંધીજીનાં કપડાં

વિષે જાણવા જેવી વાત છે. તેઓ પહેલાં તો કોટ પાટલુનનો પરદેશી જેવો પોશાક પહેરતા હતા. પણ આપણે સાહેબ લોક નથી, કે આપણે એવો પોશાક જોઇએ! એમ લાગવાથી ધોતીયું, અંગરખું ને ફેંટો બાંધી કાઠિઆવાડી પોશાક પહેર્યો. ત્યાર પછી આખા હિન્દમાં પહેરાતો પોશાક પંચીયું, પહેરણ અને ટોપી પહેર્યાં. અને તે પણ ખાદીનાંજ. વળી તે પછી તેમને જણાયું કે આપણા દેશના કરોડો માણસોને પહેરવા પૂરતાં લુગડાં મળતાં નથી, તેથી પોતે પણ બધાં કપડાં તજીને માત્ર એક તદ્દન ટુંકા પનાનું પંચીયું પહેરે છે!

તેઓ કહે છે કે હિન્દુસ્થાન એ ગરીબમાં ગરીબ દેશ છે. મારા દેશના કરોડો લોકોને અંગ ઢાંકવાને પૂરાં કપડાં નથી મળતાં, તો હું કેમ વધારે કપડાં પહેરી શકું? દેશમાં કરોડો લોકોને એક ટંકનું પણ પૂરૂં ખાવાનું નથી મળતું, તો મારાથી સ્વાદવાળાં અને ભાતભાતનાં ભોજન કેમ જમાય? વળી ઘણી વાર ગરીબ માણસની પેઠે આગબોટ અને આગગાડીમાં પણ ત્રીજા વર્ગના ડબામાં ગરીબોની સાથેજ બેસે છે. તેઓ આવી આવી સેવા કરે છે તેથી તેમને લોકો "મહાત્માજી" કહે છે.

તેઓ માને છે કે **હિન્દનો જય અહિંસામાંજ છે. એમની ઇચ્છા તો આખા જગતમાં લડાઈ મટાડીને શાન્તિ સ્થાપવાની છે.** ગાંધીજી કોઇને પોતાના દુશ્મન ગણતા નથી. સરકારના જુલમો સામે લડે છે તો પણ ઘણા અંગ્રેજો એમના મિત્રો છે. ઘણા અમેરિકનો એમને ભજે છે અને હેઠ આપણા દેશમાં એમને જોવા માટે આવે છે.

ગાંધીજીએ ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેમાં "આત્મકથા" નામની ચોપડીઓ વાંચવા જેવી છે. "નવજીવન" નામના અઠવાડિક છાપામાં ગાંધીજી લેખ લખતા હતા અને હાલ "હરિજનબંધુ" માં લખે છે, તે તો રોજ વાંચ્યા કરીએ એવા છે.

તેઓ અંત્યજોને "હરિજન" કહે છે. તેમને સુધારવા, સુખી કરવા અને તેઓ હિન્દુ હોવાથી, હિન્દુઓનાં મન્દિરોમાં તેમને દાખલ થવાની છૂટ અપાવવા ઘણીજ મહેનત કરે છે. જેને લીધે હાલ કેટલાંક દેશી રાજ્યોએ દેવ મન્દિરોમાં તેમને દાખલ થવાની છૂટ આપી છે.

ગાંધીજીમાં ઘણા ગુણો છે. પોતે સાદા છે. સાચા છે. અને માતૃભાષા તો તેમને ઘણીજ વહાલી છે. મહાત્માજીમાં હિન્દી લોકોને એટલો બધો વિશ્વાસ છે, કે હિન્દી મહાસભા તરફથી લંડનની ગોલમેજી પરિષદમાં મહાસભાવાદી પ્રજા-જનોના વતી, એકલા મહાત્માજીનેજ ત્યાં મોકલ્યા હતા. અને ત્યાંના લોકોએ પણ ગાંધીજીને બહુજ માન આપ્યું હતું. આખા જગતમાં, એશિઆના એકજ અને એકલાજ મહાપુરુષ તરીકે, આજે ગાંધીજી માન પામી રહ્યા છે! તેથી જગત વંદનીય કહેવાય છે!



આપણા દેશના મહાન સ્ત્રી પુરુષોની

( સચિત્ર )

# ઐતિહાસિક વાતો

## ખંડ બીજો

### ત્રીજા ધોરણની વાતો

આ પહેલાં જે વાંચી ગયાં, તેમાં **આપણા આખા દેશ માંહેલા** અસલના અને હાલના મહા પુરુષોની વાતો હતી. પણ હવે તમે જે વાંચશો તે **આપણા દેશના એક ભાગ માંહેલાંજ** મહાન સ્ત્રીપુરુષોની વાતો છે.

આપણા દેશની પશ્ચિમે મુંબઈ ઇલાકો આવેલો છે. તેના ઉત્તરનો કચ્છથી થાણા સુધીનો મુલક તે ગુજરાત કહેવાય છે. ગુજરાત નામ "ગુર્જર રાષ્ટ્ર" ઉપરથી પડ્યું છે. ત્યાં પહેલાં ગુર્જર જાતના લોકોએ રાજ્ય સ્થાપ્યું હતું, તેથી ગુર્જર રાષ્ટ્ર એટલે ગુર્જરોનું રાજ્ય કહેવાયું અને હાલ તે પરથી ગુજરાત કહેવાય છે. ત્યાં ગુજરાતીઓ વસે છે, અને ગુજરાતી ભાષા બોલાય છે.

ગુજરાતની દક્ષિણે આવેલા મુલકને મહારાષ્ટ્ર ( મહા=મોટો+ રાષ્ટ્ર=દેશ=મોટો દેશ ) કહે છે. તેમાં આ અંગ્રેજી રાજ્યની પહેલાં, શિવાજી મહારાજે સ્થાપેલું મરાઠાઓનું સ્વતંત્ર મોટું રાજ્ય હતું. એ વિભાગના લોકો મરાઠી ભાષા બોલે છે.

ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં થઈ ગએલાં મહાન સ્ત્રીપુરુષોની હકીકત ત્રીજા ધોરણનાં બાળકો માટે હવે આપવામાં આવે છે.

# ૧૧ સુલતાના ચાંદબીબી

[૧]

ચારસો વરસ પર આપણા દેશમાં ચાંદબીબી નામનાં એક બહાદુર બેગમ હતાં એમનું પીયર અહમદનગરમાં હતું અને સાસરીઉં બીજાપુરમાં હતું. ચાંદબીબી ઘણાંજ રૂપાળાં હતાં. તેઓ બાળપણથી જ હોશિયાર અને શૂરવીર હતાં. વળી ફારસી, અરબ્બી, કાનડી અને મરાઠી વગેરે ભાષાનો એમણે સારો અભ્યાસ કર્યો હતો. એ ઉપરાંત ચિત્રકળા અને ગાયનશાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હતું. યુદ્ધવિદ્યા તો



**રણશૂરી બેગમ ચાંદબીબી.**

એવી સરસ શીખ્યાં હતાં કે ભલભલા શૂરવીર યોદ્ધાઓને પણ હરાવી શક્યાં હતાં.

સાસરે ગયા પછી પોતાના સારા ગુણોથી અને ભણતરથી સાસરીયાંઓનાં મન હરી લીધાં હતાં. પોતાના રાજમહેલની વ્યવસ્થા ઉપરાંત, રાજવહીવટ કરવામાં પોતાના પતિને મદદ કરતાં હતાં એટલુંજ નહિ પણ દરેક વખતે હથિઆર સજી, ઘોડે બેસી પોતાના પતિ સાથે લડાઈમાં જતાં હતાં. ચાંદબીબી એક સ્ત્રી હોવા છતાં તેમની આવી બુદ્ધિ અને પરાક્રમ જોઈ, તેમના પતિ અને બીજાપુરની પ્રજા તેમના પર બહુજ વહાલ રાખતી હતી.

થોડા વરસ પછી તેમના પતિ અપુત્ર મરણ પામ્યા અને ચાંદબીબી વિધવા થયાં! આવા દુ:ખના સમયે પણ ધીરજ રાખીને પોતાના પતિની પેઠજ રાજ્યકારભાર ચલાવવા માંડ્યો. તેમનો એક નવ વરસનો ભત્રીજો હતો. તેને રાજગાદી પર બેસાડ્યો હતો. અને તેના વાલી તરીકે પોતે કામ કરતાં. બુધવાર તથા શુક્રવાર સિવાય દરરોજ દરબાર ભરી બાળ સુલતાનને સાથે રાખી, તેને તખ્ત પર બેસાડી પોતે ન્યાય ચુકવતાં હતાં. આથી પ્રજાને રાજાની ખોટ પડતી નહોતી, તેમને કોઈ જાતનું દુ:ખ નહોતું અને રાજ્યમાં સુખ શાન્તિ રહેતી હતી. તથા પ્રજા તેમના તરફ પૂજ્યભાવ રાખતી હતી. પણ પ્રધાનોને રાજસત્તાનો લોભ થયો અને ચાંદબીબીને સતારાના કિલ્લામાં કેદ કર્યાં! આ બનાવથી બીજાપુરની રૈયત બહુજ ગુસ્સે થઈ, તેઓએ અમીર ઉમરાવો અને લશ્કરી લોકોને

ભેગા કરી, કેદ કરનાર પ્રધાનને હાંકી કાઢ્યો અને ઘણી ધામધુમથી માન સાથે બેગમ ચાંદબીબીને છોડાવી લાવ્યા.

આ પ્રમાણે બેગમ ચાંદબીબીએ પોતાની અક્કલ હોશિયારી, સદ્‌ગુણ અને પરાક્રમથી પોતાના પતિના મરણ પછી બીજાપુરનું રાજ્ય ટકાવ્યું, સાચવ્યું, રૈયતને સુખી કરી, પોતાના બાળ ભત્રીજાને ઉછેરી મોટો કર્યો અને તેને ભણાવી ગણાવી રાજ્યકારભાર શીખવ્યો; તથા ઉમ્મરલાયક થયો એટલે તેને રાજ્યકારભાર સોંપી દીધો.

[ ૨ ]

બેગમ ચાંદબીબીએ તો પોતાના પીયરનું રાજ્ય પણ સંભાળ્યું હતું. એમના પિતાના મરણ પછી તેમના ભાઇઓ, ભત્રીજાઓ અને સરદારો રાજસત્તા માટે બંડ કર્યા કરતા હતા. આવી અંધાધુંધીમાં એક મંજુ નામના સરદારે પોતાની સત્તા જમાવવા માટે દિલ્હીના મોગલ પાદશાહ અકબરની મદદ માગી. તેથી તેનો શાહજાદો મુરાદ મોટા સૈન્ય સાથે અહમદનગર આવવા નીકળ્યો. મોટું સૈન્ય જોઈ મંજુ અને બીજા સરદારો ગભરાયા અને તેમને હઠાવવા બેગમ ચાંદબીબીની મદદ માગી. ચાંદબીબી આવ્યાં, રાજકારભાર પોતાના હાથમાં લીધો અને મોગલોના મોટા સૈન્ય સામે હિમ્મતથી લડ્યાં. તેમાં તેમના ઘણા સૈનિકો કપાઈ મુઆ. તમામ દારૂગોળો પણ ખૂટી ગયો. સઘળા સરદારો હવે તદ્દન હિમ્મત હારી ગયા. પણ આવી દશામાંએ રણશૂરાં ચાંદબીબી જરા

પણ મુંઝાયાં નહિ. તેમણે સોનારૂપાનાં વાસણો, ઘરેણાં અને સીક્કા વગેરે સઘળું ગળાવી નાખ્યું અને તેના ગોળા બનાવી, તેને દારૂગોળાને બદલે બદુક અને તોપોમાં ભરી લડવા લાગ્યાં !

દુશ્મનોએ અહમદનગરના કિલ્લામાં સુરંગો ફોડી ગાબડાં પાડ્યાં અને કેટલુંક સૈન્ય કિલ્લામાં દાખલ પણ કર્યું. હવે



જીતવાની આશા ના રહી. પણ ચાંદબીબી બખ્તર પહેરી, હાથમાં તરવાર લઈ, તે જગ્યા પર સૈન્ય સાથે ધસી આવ્યાં અને સૂર્યોદયથી સંધ્યાકાળ સુધી દુશ્મનો પર એવાં તૂટી પડ્યાં કે તેમને તોબા પોકરાવી પાછા હટાવ્યા !

ચાંદબીબીનું અજબ શૌર્ય અને અચળ ધીરજ જોઈ મુરાદે સંધી કરી, અને તેમનું સન્માન કરી તેમના પરાક્રમ માટે

"સુલતાના ચાંદબીબી" એવી પદવી આપી. આ વખતે ચાંદબીબી એકાવન કે બાવન વરસનાં ઘરડાં હતાં!

પણ ત્યાર પછી વળી પાછા મોગલોના હુમલા તો થયાજ કરતા હતા. આ બેગમને હરાવી અહમદનગરનું રાજ્ય તાબે કરવા માટે અકબર પણ જાતે લડવા આવ્યા હતા. તોએ તે ચાંદબીબીને હરાવી શકયા નહોતા. પણ અહમદનગરનાજ એક પઠાણ સરદારે ચાંદબીબીનું દગાથી ખૂન કર્યું અને તેથી તે મરણ પામ્યાં! આથી મોગલોએ અહમદનગર જીત્યું. એ રાજ્યમાંથી સુલતાનની સત્તા ગઈ, મોગલોની આણ વર્તી અને અહમદનગર પરતંત્ર થયું!

સુલતાના ચાંદબીબીને સ્વતંત્રતા બહુજ વહાલી હતી. તેમણે આખી જિંદગીમાં ઘડપણ સુધી સાસરીયા અને પીયેરીયાનાં રાજ્યો સંભાળવાનુંજ કાર્ય કર્યું હતું. તે માટે જાતે યુદ્ધ કર્યાં હતાં, અનેક સંકટો ખમ્યાં હતાં અને તે રાજ્યો સ્વતંત્ર રાખવા માટેજ એમને વગર મોતે મરવું પડયું હતું!

# ૧૨ વલ્લભીપુરનો નાશ

ગુજરાતમાં હાલ ભાવનગર શહેર છે, તેનાથી થોડે દૂર ચૌદસો વર્ષ પર વલ્લભીપુર નામનું એક મોટું શહેર હતું. ત્યાંની પ્રજા પૈસેટકે સુખી હતી. શહેરમાં ઘણા મહેલો, મન્દિરો

અને બાગબગીચા હતા. વેપારધંધો સારો ચાલતો હતો. તેથી બીજા ગામના લોકો પણ કમાવાને માટે ત્યાં આવીને વસ્યા હતા. એ શહેરના રાજાનું નામ શિલાદિત્ય હતું.

એ શહેરમાં કાકુ નામનો એક મારવાડી આવીને વસ્યો હતો. પહેલાં તે એટલો બધો ગરીબ હતો કે લોકો તેને “ રંક ” કહીને બોલાવતા હતા. તે મારવાડ છોડીને વલ્લભીપુરમાં આવી રહ્યો. અને વેપારધંધામાં ધીમે ધીમે ઘણું ધન કમાયો અને મોટો કરોડાધિપતિ બન્યો. તેણે સારા બંગલા બંધાવ્યા, દાગીના ઘડાવ્યા અને પોતાની દીકરી માટે રત્ન જડેલી કાંસકી કરાવી. એ કાંસકી શિલાદિત્ય રાજાની કુંવરીના જોવામાં આવી. કુંવરીએ રાજાને કહ્યું કે એ કાંસકી મને ઘણી ગમે છે માટે તે અપાવો. તેથી રાજાએ કાકુ પાસે તે માગી. કાકુએ તે આપવા ના પાડી. રાજાએ કહ્યું કે જેટલા પૈસા જોઈતા હોય તેટલા લો, પણ મારી કુંવરી માટે એ કાંસકી આપો. કાકુએ તોએ તે આપવાની સાફ્ ના પાડી. એટલે રાજાએ બળજબરીથી એ કાંસકી લઈ લીધી. આ પરથી કાકુને ઘણો ક્રોધ ચઢ્યો. પોતે તો રાજા સામે લડી શકે તેમ નહોતું, તેથી તે સિંધમાં ગયો. ત્યાંના રાજાને મળ્યો, સઘળી વાત કહી અને એક કરોડ રૂપીઆ ભેટ આપીને વલ્લભીપુર ઉપર ઓચીંતી ચઢાઈ કરાવી. તે લડાઈમાં શિલાદિત્ય મરાયા અને વલ્લભીપુરનો નાશ થયો!

કાકુ ગરીબાઈમાંથી મોટો પૈસાવાળો આ શહેરમાંજ થયો હતો. પૈસાના અભિમાનમાં પોતે, તે ઉપકાર ભૂલી ગયો. અને

પૈસાના જોરે તેણે પોતાના રાજાનો અને પ્રજાનો નાશ કરાવ્યો, તેથી તે દેશદ્રોહી કહેવાયો. જે લોકો પોતાના લાભ માટે કે અભિમાનને લીધે, કાકુની પેઠે પોતાના દેશને નુકસાન થાય એવાં કામ કરે, તે દેશદ્રોહી એટલે દેશના દુષ્મન કહેવાય.

શિલાદિત્ય રાજાએ સત્તાના બળથી કાકુની કાંસકી લઈ લીધી, એ રાજા તરીકે તેણે ખોટું કામ કર્યું. રાજાનો ધર્મ તો પોતાની રૈયતનાં જાનમાલનું રક્ષણ કરવાનો છે. આ ધર્મ શિલાદિત્ય રાજા ચૂકયા, તો તેનો અને તેના રાજ્યનો નાશ થયો !

# ૧૩ રાણી રૂપસુન્દરી અને કુંવર વનરાજ

રાણી રૂપસુન્દરી, ગુજરાતના રાજા જયશિખર ચાવડાની રાણી હતાં. તે ઘણાં રૂપાળાં અને સમજુ હતાં. તેના ભાઈનું નામ સુરપાળ હતું. તે પણ બુદ્ધિવાળા, વિશ્વાસુ અને પરાક્રમી હતા. જયશિખર ચાવડાએ તેને પોતાની સેનાના સેનાપતિ નીમ્યા હતા.

જયશિખરની રાજધાનીનું શહેર પંચાસર નામે હતું. તે કચ્છના નાના રણને કાંઠે ઝીંઝુવાડા ગામ પાસે આવેલું હતું. તે પોતાની પ્રજાના સુખ માટે કાળજી રાખતા હતા, તેથી તેની કીર્તિ દેશે દેશમાં ગવાતી હતી.

દક્ષિણમાં કલ્યાણી નામે શહેર હતું. ત્યાં ભુવડ નામે